Chapter-3



## પ્રકરણ : ૩:

### ભજનસ્વરૂપની ભૂમિકા: ૨

ભારતીય ભજનસમૃદ્ધિ ભારતની સાંસ્કૃતિક એકતાની એક મજબૂત કડી સમાન છે. ભારતમાં મધ્યકાળના ભક્તિપ્રધાન યુગનું આરાધન ભજન હતું. ભક્તિનો વ્યાપ પ્રાંતેપ્રાંતમાં કેવો વિસ્તર્યો હતો એનાં નિદર્શન માટે ભારતની સંતપરંપરાનો ઇતિહાસ જોવો જરૂરી છે. આમુષ્મિક જીવનની સંપત્તિ માટે ઐહિક સુખના ત્યાગની પ્રેરણા જનતાને ભજનો ને પદોમાં જ મળી. એને માટેનો "પાટધર્મ" પણ આ યુગમાં ચાલુ થયો. પાટધર્મને કેટલાક માર્ગીપંથ પણ કહે છે.

પાટધર્મનું લક્ષણ આ પ્રકારનું હતું:

પાટધર્મીઓ નર્યાં ભજનનું જ ગાન-શ્રવણ કરનારા હોય છે, એમાં દીપની જ્યોતને પાટ પર સ્થાપવામાં આવે છે. જ્યોતને નિરાકાર બ્રહ્મની સાક્ષીનું પ્રતીક ગણવામાં આવે છે. અખંડ જ્યોતનું દર્શન, પાટધર્મીઓને મન આથી ઘણું જ મહત્ત્વનું અને આવશ્યક છે. આ પંથમાં પણ ગુરુસ્થાને તો કોઇ વ્યક્તિને સ્થાપવી પડે જ છે. ગુરુ થનાર વ્યક્તિ પંથની જ હોય. કોઇપણ વ્યક્તિ આ પંથમાં ભળી શકે છે; જો એને એના નિયમો માન્ય હોય તો. પંથના

-પંથના ભક્તો જે જગ્યાએ મળે ત્યાં "પાટ બેઠો છે" એમ કહેવાય. જ્યાં પાટ બેસે ત્યાં પધારવા માત્ર અનુયાયીઓને જ આમંત્રણ મળે છે. આમંત્રણ આપનાર વ્યક્તિ "વાચક" કહેવાય છે. વાચક બધે ફરીને સહુને જાણ કરે. એના પ્રતીકરૂપે કોઇક પ્રકારના અનાજના દાણા નિમંત્રણ સાથે આપવામાં આવે છે. પાટમાં જનાર વ્યક્તિ સંજ્ઞા બતાવીને પ્રવેશ મેળવે છે. દાણા કાં તો જુવારના કે પછી જે હાજર હોય તે પ્રમાણે હોય છે, અને એની સંજ્ઞા અપાય છે. પ્રવેશદ્વાર આગળ ઊભેલ પ્રવેશક વ્યક્તિને જો સંજ્ઞા બતાવવામાં આવે તો જ વ્યક્તિને પ્રવેશ મળે છે, અન્યથા નહીં.

ભેગાં થયેલા પાટધર્મીઓ ખાવા-પીવાની સામગ્રી ભેગી કરે છે અને પહેલાં ભોજન બનાવીને આરોગે છે. આ પછી જ જ્યોત સમક્ષ ભજન ગવાય છે.

પાટની બે બાજુ ઘીની બે દિવીઓ પ્રકટાવે છે તેને સૂરજ-ચંદ્ર કહે છે. પાટ માટે ભક્તોને પ્રસાદ અપાય છે તેને કોળી પાવળ આપી કહેવાય છે.

પાટધર્મી સંતો જ્યારે ભજન ગાન કરવા એકઠા થાય છે ત્યારે તેમની મંડળીને ગતગંગા કહેવામાં આવે છે. "ગત્ય" એટલે ખરી રીતે તો પંથના દીક્ષિતોનો સમૂહ. ગત્યનો અર્થ ગંગા છે એમ કહેવામાં આવે છે. ગત્યમાં ભળે એટલે જેમ ગંગામાં નાહીને પવિત્ર થવાય એમ પવિત્ર થયા એમ મનાય. મુક્તિના અર્થમાં "ગતિ"નો જે અર્થ છે એવો અર્થ અહીં ઉદ્દિષ્ટ છે. આ "ગત્ય"માં સૌને સમાન લેખવામાં આવે છે- કોઇ ઊંચું નહિ. બધા વરણ સરખા. હિંદુ, મુસલમાન અને હરિજન સૌ ત્યાં એક સાથે બેસીને પ્રસાદ લે છે.

પાટધર્મમાં અતિથિધર્મ પણ કેવો છે? કોઇ પત્ની માગે તો આપી દેવી, એવી ભાવના હોય છે.

કેટલાક "પાટધર્મ"ને "જ્યોતધર્મ" પણ કહે છે. પાટધર્મ અંગીકાર કરનાર વ્યક્તિ સ્ત્રી પણ હોઇ શકે. સ્ત્રીઓને પણ અહીં સ્થાન છે. ભજન વખતે સ્ત્રી-પુરુષોના ભેદને ભૂલવાનું મહાત્મ્ય છે. બધામાં એક જ જ્યોત સ્વરૂપ પરમાત્મા બિરાજે છે. એની જ લગની મધ્યરાત્રીની "આરાધ"માં ગાવામાં આવે છે. ગણપતિની સ્તુતિ, સાખી ને એ પછી આરાધની ભજનવાણી હલકથી ગવાય છે. પાપ ને પુણ્યની ગંગા છલકાઇ રહે છે; પશ્ચાતાપની બાની પતિતને પાવન કરે છે. કર્મ ને પ્રારબ્ધની મીમાંસા ત્યાં નિર્ઝરે છે; જ્ઞાન ને ભક્તિના જાણે ગબારા ગગનના ગોખમાં ઊડે છે; જીવ ને જગત, હિંસા ને દયા, આશા ને નિરાશા જેવા દ્વંદ્વોની જ્ઞાનભરી ચર્ચા થતી હોય છે. વિષય વિરામની સંતવાણી, પ્રતિપ્રતિની પદાવલિ, ગાયકોના કંઠમાંથી છલકાયાં કરે છે. ને એ રીતે ભજનની ધારા છેક પરોઢના સાવણુંમાં પરિણમે છે. "સાવણુ" એ પરોઢમાં ગવાતું ભજન છે. એનો લય લગભગ પ્રભાતિયાને મળતો આવે છે.

અભેદભાવને લક્ષ્ય કરવા માટે પ્રકાશસ્વરૂપ જ્યોતશક્તિનું આરાધન એટલે પાટધર્મ. મરમીઓની બ્રહ્મભાવના, સંતોનો પ્રકૃતિ-પુરુષના સાયુજ્યરૂપનો અદ્વૈતભાવ આરાધવાનું ધ્યેય પાટધર્મનું છે. અહંને સર્વવ્યાપ્ત કરી વિશ્વતદ્રૂપતા સુધી પહોંચવું એ લક્ષ્ય આ પંથનું છે. વિકારનું વિગલન અને સદ્વૃત્તિઓનું ભગવદ્ભાવ સ્વરૂપે રટણ અને પોષણ આ પંથના અનુયાયીઓ કરે છે. પુરુષ-સ્ત્રીના ભિન્નત્વ એને માન્ય નથી. પુરુષ પુરુષ ન રહે, સ્ત્રી સ્ત્રી ન રહે, પણ બંને પોતે વિશ્વાત્માના અજરઅમર સ્ફુલિંગો છે એવો ભાવ અનુભવે, જ્યોતની સાક્ષીએ, એવો અકામ, અરાગ ભાવ પાટધર્મનું ચરમ લક્ષ્ય છે. સ્ત્રીપુરુષ પરમ જ્યોતરૂપ

—બની જાય છે ને સ્થૂલ ભાવ સર્વ એ જ્યોતિમાં ભસ્મ થઇ જાય એવો ગહન અનુભવ પામવા આ પંથીઓ મથે છે.

આ ધર્મના મૂળ મહાકાલ ત્રિપુરારિની ઉપાસનાના અંશમાં છે. આ પંથ કદાચ અત્યંત પ્રાચીન ગણાય. અને આ પંથને ગુપ્ત રાખવા માટે અનુયાયીઓ ગુપ્તતાના શપથ લે છે. એટલે ભારતમાં બ્રાહ્મણધર્મ, બૌધ્ધ ને જૈનધર્મના કાળથી આ પંથનું ગુપ્તપણે અસ્તિત્વ હશે એમ ગણવું જોઇએ. તે પંથની આવી માન્યતા છે. એમ કહેવાય છે કે પંથની બહારના લોકો જો ભૂલેચૂકે આ ધર્મના કોઇ રહસ્યને જાણી જાય તો એને મારી નાખવા સુધીના પ્રયત્નો પણ થતા હતા. આ પંથની ગુપ્ત વાત પ્રકટ કરનાર અનુયાયી મહાપાતકી અને રૌરવ નરકની અધિકારી ઠરે છે. પંથનાં ગૂઢ રહસ્યોની ખૂબ ચીવટથી ગુપ્તતા જાળવવી એ આ પંથની એક તરી આવતી લાક્ષણિકતા છે. દેહના સ્થૂલ ભાવ પ્રથમ ભોગવી લઇને શાન્ત કરી નાંખવાની દ્રષ્ટિએ ભજનમાં બેસતાં પહેલાં ખાણીપીણી પણ થતી અને એને "પ્રસાદ" કહેતા. કાલાંતરે આ રહસ્યવાદી ધર્મમાં પણ સડો પેઠો અને એ પણ એક અપલક્ષણોનું ધામ પણ બન્યો. "પ્રસાદ"ના મહત્ત્વ પરથી "પાટધર્મ"નું નામ પાછળથી મળ્યું.

પાટધર્મી મૃત્યુ વખતે પોતાના પુત્રને પંથના અનુયાયી તરીકે રહેવાના શપથ લેવડાવે છે. પુત્ર આ રીતે "પરમોદાય" છે. "પરમોદવું" એટલે શિષ્ય થવાનો વિધિ કરાવવો. શિષ્ય થનાર વ્યક્તિએ "પરમોદાવું" પડે છે.

પ્રસાદની સામગ્રી બાજઠ પરથી જ્યોતને જ ધરવામાં આવે છે, અને એવી માન્યતા છે કે પ્રસાદ બધા જ અનુયાયીને મળી રહે એ પછી

-લેશ માત્ર પણ વધે નહિ. જો વધે તો શંકા થાય છે કે કોઇ પ્રસાદ વગર રહી ગયું છે. સાસતિયાને ત્યાં "પાટબેઠેલો" ને ભજન ગવાતાં હતાં, ત્યારે લૂંટારો જેસલ ઘોડાહારમાં છૂપાયેલો હતો. પ્રસાદ ટાણે એક વ્યક્તિનો પ્રસાદ વધેલો જણાતાં તપાસ થઇ, એને જેસલને શોધી કાઢીને એને એ પ્રસાદ આપવામાં આવ્યો, એ કથા પ્રસિધ્ધ છે. પાટધર્મના અનુયાયીઓ કચ્છ, સૌરાષ્ટ્ર ને મારવાડ સુધી હતા અને હજીપણ છે. એમાં મુસ્લિમ સંતો પણ હતા. શાકતપંથના આકારટાનું માર્ગસંપ્રદાયનું ઘડતર કોણે કર્યું તે જાણવા નથી મળતું. વળી એ પંથના સંતો-સાધકો થઇ ગયા તે એક જ કાળમાં થયાં કે ઓછા વધતા અંતરે થયા તે પણ જાણવા નથી મળતું. એટલું જ કહી શકાય કે એ સાધકોની હયાતીમાં માર્ગી પંથની શુધ્ધિ જળવાઇ રહી હશે.[1]

બાજોઠ પરની જ્યોત પણ સતને આધારે સ્વયં પ્રકટે છે એવી શ્રધ્ધા અનુયાયીઓની રહી છે. જ્યોત સમક્ષ મૂર્તિ હોતી જ નથી. પરિણામે જ્યોત નિરાકાર જ્યોતિર્મય બ્રહ્મની ઉપાસનાનું મહિમાવંતુ પ્રતીક બની રહે છે. અનુયાયી સિવાય જ્યોતનું દર્શન સુધ્ધાં થતું નથી. પરમોદાવા માટે વ્યક્તિએ પાટ બેસાડવો પડે છે, તો જ વ્યક્તિ "પરમોદાસ" કહેવાય છે. શિષ્ય થનારને પ્રથમ તો આંખે પાટા બંધાવીને પછી જ પ્રવેશ કરાવવામાં આવે છે, અને ત્યારે ગુરુમંત્ર અપાય છે.

ભરથરી, ગોપીચંદ, રામદેપીર, માલદે-રૂપાંદે, જેસલ-તોરલ-નાં ભજનો આરાધનાં ભજનો છે. પાટધર્મીઓ આ ભજનોનું ગાન મહદંશે કરતા હોય છે. પંથની ફિલસૂફીને આ ભજનો વ્યક્ત કરે છે. આ ભજનોથી વૈરાગ્યની વૃત્તિનો ઉન્મેષ ચિત્તમાં પ્રકટે છે. જ્યોત સિવાય, પ્રભુ સિવાય, અન્ય કશું નથી, નથી માયા, નથી મમતા, એક છે માત્ર

---

૧. સરખાવો: જયમલ્લ પરમાર, "આપણી લોકસંસ્કૃતિ" પૃ. ૨૦૭.

વૈરાગ્ય – આવું આ પંથનું મંતવ્ય છે.

દરેક ભજનિક શરૂમાં પહેલાં બારામાં ચાર ચાર ભજન ગાય છે, અને પછી તો સવાર સુધી એ પ્રમાણેનો ક્રમ ચાલ્યા કરે છે. રાત્રિના બાર પહેલાં સાધારણ રીતે જ્ઞાન, અવળવાણી ને ચાબખા જેવાં ભજનો ગવાય છે. રાત્રિના બાર પછી "આરાધ"નાં ભજનો ઉપડે છે. આરાધમાં આર્દ્રતા ને ચિત્તને લય કરી નાખતી વ્યંજના છે. ભક્તજીવનનાં કષ્ટો, સંયોગ વિયોગ, રાગ–વિરાગ, સંતાપ, ક્રંદના, કરુણા, આત્મ–સમર્પણ, કરુણા, આશા–નિરાશા, નિરાલંબભક્તિ, સૃષ્ટિનું શૂન્ય સ્વરૂપ, બ્રહ્મના નિરંજન નિરાકર સ્વરૂપનું વર્ણન – આ બધું "આરાધ"માં ભજનોમાં વિષયરૂપ છે. આરાધનાં ભજનો કોઇકોઇવાર નિર્વિકલ્પ સમાધિની અનુભૂતિ વર્ણવી રહે છે.

<u>અગમવાણી:–</u> (આગમવાણી)

અગમ એટલે ભવિષ્ય, અને અગમવાણી એટલે ભાવિનું દર્શન કરાવતી રહસ્યમયી આર્ષવાણી. આગમનાં ભજનો રાત્રિના ગમે તે સમયે પ્રબોધવામાં આવે છે.

<u>બીજસંપ્રદાય:–</u>

આ સંપ્રદાયમાં દર મહિનાની બીજને દિવસે ભજન બેસાડવાનો મહિમા છે, અને અષાઢી બીજનું તો અત્યંત મહત્ત્વ છે. કચ્છમાં અંજારમાં જેસલ–તોરલની સમાધિ પર એ દિવસે ભજનમંડળીઓ મળે છે. એમાં ઢોલ કે ઢોકડનો ઠેકો, મંજીરા, ઝાંઝ પખાજ અને એકતારા સાથેના આલાપમાં ગળાઇને આવતી સંતવાણી, "બાર બીજના ધણીને" જાણે હાજરાહજૂર પ્રત્યક્ષવત્ આરાધતી હોય છે. રાત્રી આખ ભજનોની ઠોરમાં વીતી જાય છે.

લોકકંઠના પરખંદા ને માણંદા "સોરઠી સંતવાણી"ના

સંગ્રાહક શાયર શ્રી ઝવેરચંદ મેઘાણીના શબ્દોમાં કહીએ તો બીજધરમના આરાધ્ય દેવ "નકલંક નેજાધારી"નું પ્રતીક બીજનો ચંદ્ર છે. : બીજની ચંદ્રલેખા શિવને ભાલે પ્રતિષ્ઠિત છે. ભક્તિવાદના આદ્યપ્રણેતા શિવને ગણવામાં આવે છે. એ આદિનાથ પણ કહેવાય છે. નાથ સંપ્રદાયના એ મૂળ પુરુષ મનાય છે: આવું પ્રતીક અન્યત્ર ક્યાંય જાણ્યું નથી. સોરઠી ભજનપરંપરાની એ એક વિશિષ્ટતા છે. આ "બાર બીજના ધણી" એ પછી તો ફક્ત "ધણી" શબ્દે જ ઓળખાય છે."

"ધણી" શબ્દ ભજનની દુનિયામાં પાછળથી ગુરુના પ્રતીકરૂપે પાછળથી સ્થપાય છે. વિરાટ પરમાત્માની લીલાનું દર્શન કરનાર ને કરાવનાર ગુરુ ખુદ "ધણી" — પરમાત્મા છે. એવી શ્રદ્ધા વ્યક્ત કરતી વાણી ભજનોમાં વારંવાર સંભળાય છે.

"ભજનનો વેપાર, ધણી! તારા નામનો આધાર.
કર મના! ભજનનો વેપાર જી."
oo oo

૧ ગુરુ! તારો પાર ન પા...યો. પ્રથમીના મલિક તારો હોજી.

ગુરુની સર્વવ્યાપિતાને "ધણી" શબ્દથી પ્રકટ કરવાનું સામર્થ્ય પણ આપણે નોંધવું જોઈએ.

"હાં રે હાં. જમીં આસમાન બાવે
મૂળ વિના માંડયા જી હો જી!"
oo oo
"એ જી. થંભ વિણ આભ ઠેરાયો રે"
એ વારી! વારી! વારી! અખંડ ધણીને હવે ઓળખો જી હો જી!"

ગગનને થોભ દેનારા ગુરુનું સામર્થ્ય કેવું અદ્ભુત છે!

સોરઠની લોકવાણીનું અંતિમ સ્વરૂપ સંગ્રહનાર ને પોતાની અનોખી સૂઝથી મૂલવનાર મેઘાણી કેટલું સચોટ મૂલ્યાંકન આંકે છે! "સોરઠી સંતવાણી"ના પ્રવેશકમાં એ કહે છે:

---

૧. યતો વાચો નિવર્તન્તે: ——— ઉપનિષદ.

"લોકસાહિત્યને એક વિશાળ વટવૃક્ષરૂપે કલ્પીએ, ગીતો, વાતો, ટૂચકાં, ઉખાણાં, વ્રતાદિને એનાં ડાળી, પાંદડાં, પુષ્પો ને બિટપો કલ્પીએ, તો આ ભજનો એ એનાં આખરી ફળોરૂપી સમજી શકાય. લોકવાણીનો અંતિમ પરિપાક આ ભજનવાણી છે. સંસારની ઝીણીમોટી સકળ માનવોર્મિઓને સંગીતતાલબધ્ધ શબ્દોએ રસનારી લોકવાણી એ આખરી આત્મિક રહસ્ય-મંથનના ભજનશાખોને ન રસાવત તો એ અધૂરી, આછોતરી, કેવળ સપાટીને જ સ્પર્શીને અટકતી ગણાત. અને જ્ઞાન, અધ્યાત્મ, આત્મતત્ત્વ એને એ વેદો, ઉપનિષદો તેમજ ભાગવત ઇત્યાદિમાંથી દોહીને આ લોકવાણી એ જનસામાન્યને સ્પર્શે તેમાં તાલ સંગીતના કટોરામાં ન ઉતારત તો એક પ્રથમ કોટિની કરુણતા નીપજી હોત". [2]

રવિ સાહેબ "અખંડ ધણી"ની ઓળખ કરાવે છે.

"કાયાના ઘડનારાને તમે ઓળખો રે, જ્યાં જુઓ ત્યાં સરખો ઈ:
"આ રે કાયાનો ગરવ ન કરશો; ચરખો નહિ આ તો સરખો
રામજીને બનાવ્યા પવન ચરખો".

માનવદેહની ભંગુરતાને પ્રકટ કરતી આ વાણી પરમ ચૈતન્યધામ એવા "ધણી"ની ઓળખ કરાવે છે. એમાં ચરખાનું પ્રતીક કેવું વેધક છે ને લક્ષ્યગામી છે।

ભજનવાણી એ માત્ર વાગાડંબર નથી. અગમ અગોચરને શબ્દની ગઠરીમાં બાંધનાર વાણી પણ ભજન નથી. સાચું ભજન તો વસે છે પૃથ્વીની કઠોર વાસ્તવિકતાના નિભાડામાં શેકાતા ને પકવ થતા ભક્તજીવનના હૃદયમાં. એથી જ દુનિયાના દુઃખદવની લાળમાં શેકાતા માનવીને શાતાવર્ષા મળી રહે એવું ભજનમાં ઘણું મળી આવે છે. જૂઠ, પાખંડ અને માયાના વળગણો તજવાની જીવને માર્મિક શિખામણ પણ ભજનમાં છે. અધમ વાસનાના સેવનમાં રાચનાર મૂઢ, ગાફેલ એવા

૨. ઝવેરચંદ મેઘાણી, સોરઠી સંતવાણી, પૃ. ૩.

–જીવને મુક્તદશાનું ભક્તજીવન જીવવાની પ્રેરણા જાગે, એવી અભિવાણી પણ ભજનમાં છે. ધર્મ ને નીતિની જડતાને ચારી નાખતાં ચાબખા પણ ભજનમાં ભરપૂર છે.

જાગૃતિનો ધૂણો ધખાવીને બેઠેલો નિરંજન દેવ જ સેવવા યોગ છે. પ્રભુના મૂર્ત પ્રતીકોની આરાધના એ એક રીતે તો સ્થૂલની આરાધના જ છે. સૂક્ષ્મને નિરખવા, ઓળખવા ને પામવા, તો મહામેધાવિની પ્રજ્ઞા જાગૃત થવી જોઇએ.

" એ જી, મનવા માયલી જી રે, ગોરખ, જાગતા નર સેવીએ,
જાગતા નર સેવીએ, તુ–ને મળશે નિરંજનદેવ"–: ગોરખનાથ:

ભજનવાણીના પ્રવાહની અખંડિતતા કેવી છે! કોઇને નવાઇ પણ લાગે કે ભજનસર્જકો ભિન્ન ભિન્ન છે છતાંય એ સૌનાં ભજનોમાં એક જ સત્ય પ્રકટયા કરે છે અને તે ગુરુમહિમા, જ્ઞાનમહિમા, જ્યોતના નિરાકાર તેજ-સ્વરૂપનો મહિમા, પ્રભુદર્શનની આરત, વિશ્વવ્યાપી પ્રભુનું સ્વરૂપ ઇ. વિષેની મીમાંસા એકસરખી જ હોય છે. વૈરાગ્ય ને યોગને દૃઢાવનારા ભાવ તો ભજનસૃષ્ટિની એક વિશિષ્ટ લાક્ષણિકતા છે.

ભજનના ભાવો તો ભાતીગળ "ભક્તિ–ચૂંદડી" જેવાં છે. એ ભાવની ભાત પણ અવનવી છે. બુટ્ટાદાર પ્રતીકોથી એમાં વિવિધ–રંગોની પુરવણી થઇ છે. આરાધ, આગમ, અવળવાણી, આખ્યાયિકા, પ્રભાતિયાં, રવેણી, સાખ––આ ભજનપ્રકારોમાંની વાણી, આત્માના અંતસ્તલની સરવાણીઓ છે. જ્ઞાન–ભક્તિની ધૂન પ્રત્યેક શબ્દમાંથી ઊઠે છે. સત્યયુગના પડઘા પાડતી કવિતા આ ભજનપ્રકારોમાં છે. મસ્તીના મારગ ચીંધતી શબ્દધારા હજારો વર્ષનો પથ કાપીને આપણી પાસે વહી આવી છે. એમાં ધર્મભાવનાસભર સંસ્કૃતિના સંવાદી સૂર છે, ભારતીયતાની મુદ્રાથી અંકિત લોકહૃદયનું ચિરંતન સત્ય છે.

—એ સત્ય ધર્મરંગ્યું છે, એટલે એમાં ઐહિકજીવનની ઉપેક્ષા અને આમુષ્મિક જીવનની ભાવનાનો પુરસ્કાર છે. લોકસંત મહાત્મા મૂળદાસનું આ ભજન જુઓ:

"સુંદરવરની ચૂંદડી, માંઇ છે આતમરામનો આંક
ઓઢો સંતો ચૂંદડી !
તપવીરાએ બહુ કર્યાં, વ્રત કર્યાં રે અપાર,
ભગવત ભવાની બહુ ભજ્યાં, મારે હરિવર વરવાની આશા
— ઓઢો રામા ચૂંદડી."

આ આખું ભજન વૈરાગ્યની ભક્તિ-ચૂંદડીના સ્વરૂપનું પોત પ્રકટ કરે છે.[3] ૪.

ભજન એ તત્ત્વજ્ઞાનનું ઊર્મિસભર નવનીત છે. કાવ્યના ઉપાદાનરૂપે તત્ત્વચિંતન ભજનનો વિષય બને છે ત્યારે એમાં નિહિત તત્ત્વજ્ઞાનની ભૂમિકા પણ આપણે તપાસવી જરૂરી બને છે. વિજ્ઞાન જ્યાં અટકે છે, ત્યાંથી તત્ત્વજ્ઞાન શરૂ થાય છે. બધી જ જ્ઞાનશાખાઓ કરતાં પણ તત્ત્વજ્ઞાનનો વિષય વધારે ગહન છે. એમાં સૂક્ષ્માતિસૂક્ષ્મ અનુભવોનું દર્શન છે. મનીષીઓની સ્વયંસ્ફુરિત મેધાનું પ્રકટ સ્વરૂપ એટલે જ તત્ત્વજ્ઞાન. એ અત્યંત પુરાતન અને ગહન છે. એના ચઢતા ઊતરતાં સ્તરો પણ વેદો, વેદાંગો ને ઉપનિષદોમાં જોઇ શકાય છે. આ ગ્રંથોમાં તત્ત્વજ્ઞાનનો આત્મા વિલસે છે. દુનિયાના મહાન ધર્મગ્રંથોમાં આત્મા અને પરમાત્માની ખોજ વિષયભૂત છે.

---

3. "ભક્તિરસની આ ચૂંદડીનો ઉદ્ભવ માત્ર મીરાંથી નહોતો: ભારતવ્યાપી હતો. ચૌદમી સદીનો એ વિરાટ ચમત્કાર હતો. આગલા યુગોથી ભિન્ન એક વિચારધારા અને વાણીધારા ~~જનતા~~ જનતા સમસ્તમાં રેલાઇ ગઇ.. એતો ભારતીય ચિંતનધારાના સાતત્યવંતા વિકાસક્રમની સ્વભાવિક નવભૂમિકા છે." મેઘાણી, "સો. સં. વા." પૃ: ૬

–ઉપનિષદો અને ગીતા, બાઇબલ ને કુરાન એ સર્વમાં વિરલ ક્ષણોમાં પરમ આત્માની ઝાંખી છે.

""ધર્મ" શબ્દ પોતે પણ જે એક સ્વયં મહિમાવંતુ છે, જેમાં વિચારની ~~[illegible]~~ પરમ સીમા જેવું તત્ત્વજ્ઞાન છે. એ ધર્મ શબ્દમાં આદર્શ ને નીતિભાવનાનું, ~~[illegible]~~ કર્મની આચારસંહિતાનું, સચરાચર જડ અને ચેતન સૌ પ્રત્યેની ઉદારતાનું, ભૂતમાત્ર પ્રત્યે અનુકંપાનું, બંધુતાનું, મનસા વાચા કર્મણાનું અને પરમ શુદ્ધિનું દર્શન છે.

માનવહૃદયમાં સામાન્ય રીતે પરમ ચૈતન્ય પ્રત્યેની શ્રદ્ધા વસેલી છે. પણ ક્યારેક માનવમનમાં અશ્રદ્ધા ઉદ્ભવતી હોય છે ને પરમતત્ત્વ જેવું રહસ્ય કે શક્તિ નથી એમ પણ લાગી જતું હોય છે. ક્યારેક પોતે જોયેલું સત્ય જ માત્ર સાચું છે, પોતાનાં ધર્મનાં રહસ્યો જ સાચાં છે, પોતાના ધર્મના સંસ્થાપકો જ શ્રદ્ધેય છે, માનવજાતિએ એમને જ સ્વીકારવા જોઇએ, એવો આગ્રહ ધર્મજડ લોકો કરતા હોય છે. પણ ધર્મ કોઇ બંદીખાનું નથી. તેમ ધર્મ એ ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં જ કોઇ એકમાં જ છે એમ માનવું, એના કરતાં માનવધર્મ તાત્ત્વિકપણે તો એક છે, માત્ર એની પ્રણાલિકાઓ અનેક છે, એના સિદ્ધાંતો અનેક છે, એ સિદ્ધાંતોના (શોધક) સ્થાપકો અનેક છે, એમ માનવું વધારે સયુક્તિક છે. અહીં ધર્મ એટલે પરમસત્યની વિભૂતિમંત ચેતના, ચૈતન્યનો પારાવાર જે પામવાની જીવનપ્રક્રિયા, જીવનદૃષ્ટિ એવો વિશાળ અર્થ ઉદ્દિષ્ટ છે. ભજનસૃષ્ટિને એવા વિશાળ અર્થમાં જ ધર્મ શબ્દ અભિપ્રેત છે. સમર્થ વેદાંતી તત્ત્વજ્ઞાની પ્રો. રાનડે કહે છે તેમ:

"ઋગ્વેદના ઉદયથી આરંભીને ઇશ્વરવાદ વગેરે તુમુલ તત્ત્વવાદના સંઘર્ષોમાંથી પસાર થઇને આપણે ભારતીય આત્મચિંતનના વિકાસનું મૂળ મધ્યયુગના રહસ્યવાદની સંધ્યાવેળા સુધી મેળવ્યું છે. જેઓ –

-જેઓ દર્શનશાસ્ત્રની જીવનના એક માર્ગ તરીકે ગણના કરે છે તેમને જ આ મધ્યયુગીન રહસ્યવાદ સંતોષી શકે છે, કારણ કે તે - તત્ત્વદર્શનનું વ્યવહારુ પાસું ધરાવે છે. ઉપનિષદ્કાળથી માંડીને આર્યાવર્તની ફિલસૂફીનો જે ઉત્તરોત્તર વિકાસ થતો આવ્યો છે એની અંદર એક સામાન્ય રહસ્યધારા નિરંતર વહેતી રહી છે, પણ જ્યારે આપણે ઇસુની બીજી સહસ્ત્રાબ્દીમાં પહોંચીએ છીએ ત્યારે આ રહસ્યવાદ અત્યંત મહત્ત્વનો બની જાય છે, કારણકે હિંદના - જુદા જુદા પ્રાંતના મરમી સંતોએ શીખવેલી વ્યવહારુ અધ્યાત્મવિદ્યાનો ઉદ્ભવ આ સહસ્ત્રાબ્દીમાં થાય છે........................ ટૂંકમાં એમ કહી શકાય કે ઉપનિષદના રહસ્યવાદમાંથી જ્યારે આપણે મધ્યકાલીન રહસ્યવાદ તરફ વળીએ છીએ, ત્યારે આત્મિક જીવન આપણને મઠોની દીવાલોમાંથી બહાર નીકળીને ચોટામાં બેઠેલુ દેખાય છે."૪.

મધ્યકાલીન ભક્તિપ્રવાહના સગડ તો ઉપનિષદોના કાળ સુધી પડેલા છે એવું રાનડેનું પ્રતિપાદન છે. ભક્તિયુગની સમીક્ષા કરતાં રામચંદ્ર શુક્લ કહે છે. "દેશમાં મુસલમાનોની - શાસનપ્રતિષ્ઠા થઇ. આંખો સામે મંદિરો તૂટવા લાગ્યાં. અને હિંદુ જનતાના હૃદયમાં ગૌરવ કે ઉત્સાહને માટે સ્થાન ન રહ્યું. એટલે ન તો તેઓ પોતાની વીરતાના ગાન બનાવી શકતા હતા, ન એ ગાનને વગર લજ્જાએ સાંભળી શકતા હતા. પોતાના પૌરુષને હારી બેઠેલી હતાશ જાતિને માટે ભગવાનની શક્તિ તેમજ કરુણા તરફ ધ્યાન લગાડયા વગર બીજો માર્ગ પણ શો હતો? -

૪. હિસ્ટરી ઓફ ઇન્ડિયન ફિલોસોફી : ગ્રંથ: ૭:
:પ્રકરણ ૧, પાનું ૧-૨ :

"પણ આ વિધાન સર્વાંશે સ્વીકાર્ય નથી, કારણકે ભારતીય - ચિંતનપ્રવાહ એની પૂર્વેથી જ સ્વભાવિક રીતે જ ભક્તિમાર્ગ પર વળી રહ્યો હતો. ભારતીય સંસ્કૃતિનું આ વલણ એક સહજ ઐતિહાસિક પ્રક્રિયારૂપે આપણે જોવું જોઇએ. ગ્રિયર્સન મધ્યકાલીન ભક્તિવાદ માટે એક વિધાન કરે છે તે જોવું ઘટે છે: "પંદરમી સદી તેમ જ તેની - પછીની શતાબ્દીઓનું સાહિત્ય વાંચવાનો મોકો મળ્યો હોય તેવા કોઇપણ મનુષ્યને આ નવી તેમજ પુરાણી ધાર્મિક ભાવનાઓની વચ્ચે પડેલા જબરદસ્ત વ્યવધાન લક્ષ્યમાં આવ્યા વગર રહેશે નહિ. આપણે એક એવા ધાર્મિક આંદોલનની સમક્ષ આવી ઊભા છીએ કે જે આંદોલનના કરતાં કોઇ અન્ય વધુ વિશાળ આંદોલન ભારતવર્ષે પૂર્વે કદી જોયું નહોતું. બૌધ્ધ ધર્મના આંદોલનથીયે વધુ વિશાળ આ ભક્તિવાદનું - મોજું હતું, કારણ કે એનો પ્રભાવ આજ પર્યંત મોજૂદ છે. ધર્મ એ આ યુગમાં જ્ઞાનનો નહિ, બલ્કે ભાવાવેશનો વિષય બની ગયો હતો. અહીંથી આપણે રહસ્યમયી સાધના અને પ્રમોલ્લાસ: મિસ્ટીસિઝ્મ- એન્ડ રેપ્ચર:ના પ્રદેશમાં પ્રદેશમાં પ્રવેશીએ છીએ કે જે કાશીના - દિગ્વિજયવંત પંડિતોની કોટિના નહોતા, પણ મધ્યયુગના યુરોપી સંત બર્નાર્ડ થોમસ અને સંત થેરીસાની સાથે સરખાવવા જેવા હતા."૫.

વધુમાં ગ્રિયર્સન આ ભક્તિમાર્ગના મૂળ વિશે એક વાત સ્પષ્ટ કરે છે કે લોકોને એના પ્રાદુર્ભાવ અંગે સંશોધન કરવાની દ્રષ્ટિ - નહોતી. "કોઇ હિંદુ જાણતો નહોતો કે આ વસ્તુ ક્યાંથી આવી? કોઇ એના પ્રાદુર્ભાવનો સમય પણ નક્કી ન કરી શક્યું " પણ -

૫. હિન્દી સાહિત્યકા ઇતિહાસ.

—ડો. હજારીપ્રસાદ આ મતથી જુદા પડે છે. એ તો કહે છે કે "ભલે એનો પ્રાદુર્ભાવ એકાએક બની ગયો, પણ એ માટે તો સૈંકડો વર્ષોથી મેઘાડમ્બરની જમાવટ થઇ રહી હતી." વિધાનના મૂળમાં બૌધ્ધધર્મનો મહાયાનપંથ અને દક્ષિણભારતના ભક્તિપૂર્ણ ઉપાસના કરતા — આલવારભક્તોની પરંપરા આ ભક્તિમાર્ગના ગર્ભમાં રહી છે. રામાનુજનો ઉદ્ભવ આલવારભક્તોની પરંપરાનો એક ઉન્મેષ છે. એમની વૈષ્ણવતા ભારતવ્યાપી બની રહી. એમણે વિષ્ણુભક્તિનો મહિમા વધાર્યો. નીચલા વર્ણોનું સ્વમાન જાગૃત કર્યું. ધર્મમાં ઊંચનીચના ભેદ ન હોઇ શકે. સહુ માનવ હરિજન છે એ ભાવનાનું પ્રવર્તન કર્યું. શ્રી રામાનુજની પાંચમી પેઢીએ સ્વામી રામાનંદે જાતિપાંતિના ભેદો પર પ્રહાર કર્યા. ઉત્તરભારતમાં એમની સેવાઓ મોટી છે. એમણે જનસમસ્તને નવો મંત્ર આપ્યો, કે પ્રભુશરણમાં વર્ણાશ્રમના ભેદો ન હોઇ શકે. નાતજાતના ભેદો વ્યક્તિ માટે ગૌણ છે, ભક્તિ જ શ્રેષ્ઠ છે, અને શ્રેષ્ઠત્વ ભક્તિ દ્વારા જ લભ્ય છે, એવું રામાનંદ અને એમના શિષ્યોએ ભારતની જનતાને પ્રબોધ્યું. રામનામનો મંત્ર જનતાને એમણે જ આપ્યો છે. એમના શિષ્યમંડળમાં રોહિદાસ ચમાર, કબીર વણકર, ધન્ના જાટ, સેના હજામ, પીપાજી રાજપૂત હતા. મધ્યકાલીન ભક્તિપ્રવાહમાં — રામાનંદનું વ્યક્તિત્વ વિશિષ્ટ રહ્યું છે, ભક્તિસાહિત્યના મહારચયિતા તરીકે. કબીર, રામાનંદની વાણીનો જ પડઘો પાડે છે; પણ એમાં એની અનુભૂતિનો રણકો સાચા ભક્તનો છે. વૈષ્ણવભક્તિ સાથે — નાથ-સિધ્ધોની વિચારધારા કબીરે પચાવી છે. એમાં સૂફીવાદી દ્રષ્ટિનો સંસ્પર્શ પણ કબીરની વાણીમાં વરતાય છે. "કબીરમાં પરિપાક પામેલું મધ્યયુગી મહામાર્ગી ભક્તિવાદનું સ્વરૂપ આમ શુધ્ધરૂપે ભારતીય હતું" એ આપણે ભૂલવું ન જોઇએ. કબીરની ચિંતનાત્મક બાની આ — વિધાનની સાક્ષીરૂપ છે. અવળવાણીના સમાજલક્ષી કટાક્ષો, ભક્તિના—

અનુભવોના સારરૂપ સાખીઓ, જ્ઞાન વૈરાગ્યનાં પદ-ભજનો, કબીરના સ્વકીય આધ્યાત્મિક-અનુભવનો પરિપાક છે. એ બધામાં ભિલસે છે, નાથપથની શૈલીનો ભદ્દ. કબીરની શૈલી એ ભજનસાહિત્યની એક આગવી શૈલી છે. એ શૈલીમાં જે મસ્તરંગી અક્કડાઇ છે તે બધાને પણ સ્પર્શી ગઇ છે. ભારતની લોકબાનીનું એક જ હૃદય છે અને એ ભજનભાવથી ધડકતું રહ્યુ છે. એમાં એક મહત્ત્વનો ફાળો કબીરની વાણીનો છે એથી જ કબીરની ભજનવાણીની અસર ભારતવ્યાપી ~~અસર ભજનવાણીથી~~ થઇ છે. એ વાણીનાં અનુકરણો, રૂપાંતરો ને ભાવાનુવાદો પ્રાંતપ્રાંતના સંતો, મહંતો ને ભક્તોની વાણીમાં મળશે. ગુજરાત-સૌરાષ્ટ્રમાં રાવણહથ્થા લઇ ફરતા લોકગાયકોની વાણીમાં કબીરના રણકાર, એની સાખીઓ, એની વિશિષ્ટ અવળવાણીનો રણકો સંભળાશે. મીઠી હલકથી ગવાતાં એ ભજનો આજે પણ એવાં જ હૃદયસ્પર્શી રહ્યાં છે એનું કારણ એમાં સચવાયેલો મધ્યકાલીન ધર્મવારસો છે. કાળની સંગાથે યાત્રા કરતી આવી ભજનવાણીની પદાવલી અમર છે. એમાં ક્વચિત્ માત્ર જ્ઞાનાનુભૂતિ કે ઉપદેશ હોય, કે કોઇવાર ભક્તચરિત્ર હોય, કે જ્ઞાનવૈરાગ્યની ગોષ્ઠિ હોય. પણ લોકહૃદયે સચવાયેલી આ કાવ્યસરણીનાં સનાતન જલ શીતલ, પવિત્ર અને સ્ફુર્તિદાયક છે.

ભજનસ્વરૂપની પ્રારંભિક ભૂમિકા કબીરની વાણીથી બંધાઇ છે એ નિઃસંશય. ~~બહુ જ મહત્ત્વની છે.~~ ભજનસ્વરૂપને કંડારવા, ભજનને એક આગવું સ્વરૂપ આપવામાં ને એને ભારતમાં સ્થિર કરવામાં કબીરનો ફાળો મોટો છે. ભારતની હિંદુ ધર્મભાવનાને ઇસ્લામધર્મનાં સત્ત્વોની સાથે સંગત કરવાના પ્રયત્નો મધ્યકાલમાં કેટલાકે કર્યાં છે, એથી વટાળ પ્રવૃત્તિને ભક્તજનો એટલે અંશે અટકાવી શક્યા છે. એમાં નિર્ગુણ પ્રેમભક્તિ-મૂલક ઇશ્વરોપાસના દ્વારા કબીરનું સ્થાન અદ્વિતીય રહ્યુ છે.

કબીરની ભક્તિ બાહ્યાચારોથી પર છે. પરમતત્ત્વ માટેની ઝંખના

જ કબીરને મન સર્વસ્વ છે. પ્રેમ " વેદ નથી, શાસ્ત્ર નથી, કુરાન નથી, જપ નથી, માલા નથી, તસ્બીહ નથી, મંદિર નથી, મસ્જિદ નથી, અવતાર નથી, નબી નથી, પીર નથી, પયગમ્બર નથી". કબીરને મન પ્રેમ તો નિરંજન નિરાકાર સ્વયં પરમાત્મા છે. – ડૉ. હજારીપ્રસાદ.

"એક નિરંજન અલહ મેરા, હિન્દૂ તુરુક દહૂં નહીં મેરા ।
પૂજા કરૂં ન નિમાજ ગુજારૂં, એક નિરાકાર હિરદૈ નમસ્કારૂં ।
નાં હજ જાઉં ન તીરથ-પૂજા એક પિછાણ્યાં તો કયા દૂજા ।
કહૈ કબીર ભરમ સબ ભાગા, એક નિરંજન-સૂં મન લાગા ॥

કબીર ગ્રંથાવલી પદ ૩૩૮

"પઢિ પઢિકે પત્થર ભયા, લિખિ લિખિ ભયા જુ ઈંટ ।
કહે કબીરા પ્રેમકી, લગી ન એકો છીંટ ॥
"પોથા પઢિ પઢિ જગ મુઆ, પંડિત ભયા ન કોઇ ।
ઢાઈ અક્ષર પ્રેમકા, પઢે સો પંડિત હોઇ ॥

કબીરનો અભેદ પણ કેવો છે, રામ – રહિમ બંનેની એકાકારપણાની ભાવના કેવી છે તે જુઓ:

"હમારે રામ-રહિમ-કરીમા, કે સો – અલહ-રામ સતિ સોઈ ।
બિસમિલ મેટિ બિસંભર એકૈ, ઔર ન દૂજા કોઈ ॥
ઇનકે કાજી-મુલાં પીર-પૈકંબર, રોજા-પછિમ-નિવાજ ।
ઇનકે પૂરબ-દિસા દેવ-દિજ-પૂજા, ગ્યારસિ-ગંગ-દિવાજ ॥

પદ ૫૮ કબીર ગ્રંથાવલી.

કબીર તો વેદ-કુરાનથી પણ આગળ જવા મથે છે:

ગગન ગરજે તહાં સદા પાવસ ઝરૈ, હોત ઝનકાર નિત બજત તૂરા ॥
વેદ-કતેબકી ગંમ નાહીં તહાં, કહૈ કબીર કોઇ રમે સૂરા ॥

— કબીર સાહબીકી શબ્દાવલી,
પૃ. ૧૦૪ – ૧૯૦૯ ઈ.

બાહ્ય ધર્માચારોથી પર એવી સાધના કબીરની છે એની પ્રતીતિ અહીં થાય છે. રૂઢિઓ ને પ્રણાલિકાઓની સામે કબીર લડે છે:

એક સમસેર ઇકસાર બજતી રહે
　　　　ખેલ કોઇ સૂરમા સંત ઝેલે ।।
કામ-દલ જીતિ કરિ ક્રોધ પૈમાલ કરિ ।
　　　　પરમ સુખ ધામ તહં સુરતિ મેલે ।।
સીલસે નેહ કરિ જ્ઞાનકો ખડગ લે ।
　　　　આય ચૌગાનમેં ખેલ ખેલે ।।
કહે કબીર સોઇ સંત જન સૂરમા
　　　　સીસકો સૌંપ કરિ કરમ ઠેલે ।।
　　　　　　　　— શબ્દાવલી પૃ: ૧૦૬

કબીરની પ્રભુભક્તિ અને પ્રભુ પરની શ્રધ્ધા કેવી અનન્ય છે તે જુઓ:

"જાકે મન વિશ્વાસ હૈ, સદા ગુરુ હૈ સંગ ।
કોટિ કાલ ઝકઝોરહીં તઉ ન હોય ચિત ભંગ ।।" [૬]

કબીરની નિર્ગુણભક્તિનો સ્વીકાર કરતી ગુજરાતી ભજનમાંની આ પંક્તિ કેવી સચોટ છે !

ગગનમંડલના ગોલોક માંહે, ઇ નર રે સૂતો નિરધાર:
ત્રણ લોક એની સેવા કરે, ગાય કબીર રણકાર

છતાંય "કબીરદાસકી ભક્તિ-સાધનાકા કેન્દ્ર બિન્દુ પ્રેમલીલા હે" – એમ ડૉ. હજારીપ્રસાદ જેવા વિદ્વાનોએ કહ્યું છે એ વિચારવા જેવું છે. કબીરનો પ્રેમ વિશ્વની ચેતનાના સર્વ વ્યાપારોને સાંકળતા વિરાટ પરમાત્મા પ્રત્યેનો છે, કોઇ મૂર્તિ પ્રત્યેનો નહિ. એ પ્રેમ બહુ વ્યાપક ને વિશાળ અર્થમાં કબીરની ચિંતનધારામાં નજરે પડે છે.

ભક્તરૂપી પ્રિયાને માટે ભગવાનરૂપી પ્રેમીએ સજેલી ચૂંદડી

---

૬. સત્ય કબીરકી સાખી, સં. ૧૯૭૭, વેંકટેશ્વર પ્રેસ પૃ. ૧૮૪.

અમૂલ્ય છે. આઠપ્રહરૂપી આઠ હાથથી એ ચૂંદડી વણવામાં આવી છે. એનો રંગ પંચતત્ત્વરૂપી પાંચ ભાતનો છે. આ ચૂંદડી સનાતન છે, નિત્ય--નૂતના છે. પ્રિયતમે પ્રસન્ન થઇને જે પ્રિયાને આવી ચૂંદડી આપી છે, તે પ્રિયા ધન્ય છે.

"ચુનરિયા હમરી પિયાને સંવારી, કોઇ પહિરૈ પિયકી પ્યારી ।
આઠ હાથકી બની ચુનરિયા, પંચ રંગ પટિયાં પારી ।
"ચાંદ સુરુજ જામે આંચલ - લાગે જગમગ જોતિ ઉજારી ।
બિનુ તાને યહબની ચુનરિયા દાસ કબીર બલિહારી ।।" ૭

"ચૂંદડી" પછીનું પ્રતીક "ચાદર" પણ કબીર કેવું પ્રગલ્ભ પ્રયોજે છે ।

"ઝીની ઝીની બીની ચદરિયા........."

આ પદ-ભજન આજે પણ ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છમાં ગવાતું સાંભળીએ છીએ ત્યારે આપણ લોકગાયકોને એમાંની હિન્દી પદ્યવાની કઠિન નથી લાગતી. અરે આ ભજન ભજનિકોને હિંદી ભાષાનું લાગતું જ નથી, એમનું સ્વકીય જ લાગે છે ।

કબીરના પ્રતીકો ગુજરાતનાં અનેક ભજનોમાં ઝીલાયાં છે. આની સદૃષ્ટાંત ચર્ચા પછીના પ્રકરણોમાં કરી છે. અહીંતો કબીરની રહસ્યગર્ભિત ભજનવાણી ભજનસ્વરૂપની ભૂમિકા સમજવા માટે થોડીક ઉતારી છે.

પરમદર્શનની આરઝૂ કબીર કેવી આર્દ્ર પદાવલીમાં રજૂ કરે છે ।

"અખડિયાં ઝાંઈ પડી પન્થ નિહારિ નિહારિ ।
જીભડિયાં છાલા પડયા, રામ પુકારી પુકારિ ।।
કબીર ગ્રંથાવલી પૃ.૯.

આવાં અનેક પદોમાં કબીરની ઉત્કટ પ્રભુઝંખનાનાં દર્શન થાયછે.

---

૭. મહાત્મા મૂળદાસનું ચૂંદડી પરનું ભજન પણ કંઇ અરે કબીર કરતાં જુદીજ ભાતનું છે.
રાખ્યો રંગ ગુરુ તણો એનો પરણ લાગ્યો પાસ;
અનંત જુગે રંગ નહિ ઉપટે રે વાણી ગાય છે સંત મૂળદાસ

સુંદરવરની ચૂંદડી.

–ક્રિયાત્મક અને ભાવાત્મક અનુભૂતિઓનો પડઘો કબીર–ભજનવાણીમાં પડે છે. પ્રભુપ્રેમની વ્યાકુળતા પણ કબીરમાં તીવ્ર છે, છતાં આનંદનું દર્શન પણ એની વાણીમાં, એવું જ પ્રકટ્યું છે:

"સદા આનંદ, દુખ–દંદ વ્યાપે નહીં, પૂરનાનંદ ભરપૂર દેખે,
પૂરનાનંદ ભરપૂર દેખા । કબીર સાહબકી શબ્દાવલિ પૃ: ૧૦૫

<u>અ વ ળ વા ણી</u>

બ્રાહ્મણ ગ્રંથોમાં કેટલેય સ્થળે વિચિત્ર અર્થ સંદર્ભ આપતી શ્લોક–પંક્તિઓ છે. આવી રહસ્યાત્મક ભાષામાં કહેલી વાતને સિદ્ધ સાહિત્યમાં સંધ્યા કે સંધ્યા ભાષા કહેવામાં આવે છે. વેદોપનિષદમાં એવી (શ્લોક)– મંત્ર પંક્તિઓ આ પ્રમાણે છે.

૧. अपादेति प्रथमा पद्वतीनां कस्तद् वां मित्रावरुणा चिकेत।
: પગવાળાની પહેલાં જ વગર પગવાળી આવી જાય છે એ રહસ્યને મિત્રાવરુણ જાણતા નથી:. –ઋગ્વેદ: મંડળ:૧, સૂ.૧૫૨, શ્લોક:૩.

૨. चत्वारि शृङ्गा त्रयो अस्य पादा द्वे शीर्षे सप्त हस्तासो अस्य।
त्रिधा बद्धो वृषभो रोरवीति ------- --॥ ઋગ્વેદ: મં:૪, સૂ.૫૮, શ્લોક:૩
: આ બળદને ચાર શીંગડાં છે ત્રણ ચરણ છે, બે માથા છે, સાત હાથ છે અને તે ત્રણ પ્રકારથી બંધાયેલો બરાડે છે.

૩. इदं वपुर्निवचनं जनास श्चरन्ति यन्नद्यस्तस्थुरापः।
ઋગ્વેદ: મં:૫, સૂ:૪૭, શ્લોક:૪.
: આ શરીર બરાબર ધ્યાન દેવા યોગ્ય છે. એમાં નદીઓ વહે છે. જલ સ્થિર રહે છે:

૪. इह ब्रवीतु य ईमङ्ग वेदास्य वामस्य निहितं पदं वेः।
અથર્વવેદ: કાંડ:૯, સૂ.૯, શ્લોક:૫.
: હે વિદ્વાન, જે કોઇ આ સુંદર ને ગતિશીલ પક્ષીની અંદર રહેલા રૂપને જાણતા હો તે બતાવે. એની ઇન્દ્રિયો પોતાના શિરોભાગ દ્વારા ક્ષીર પ્રદાન કરે છે અને પોતાના ચરણો દ્વારા પાણી પીધા કરે છે.:

૫. तद् धावतो .... तिष्ठत् । —ઇશોપનિષદ્ નં: ૪.

: તે ઊભેલો છતાં અન્ય દોડનારા કરતાં આગળ નીકળી જાય છે.:

૬. तदेजति तन्नैजति .... बाह्यतः ॥

: ઇશ. નં: ૫.

: તે ગતિશીલ છે ને ગતિવિહીન પણ છે. તે દૂર છે અને પાસે પણ છે તથા સર્વત્ર અંદર છે ને સર્વત્ર બહાર પણ છે.:

૭. आसीनो दूरं व्रजति शयानो याति सर्वतः । કઠોપનિષદ્ ૧—૨—૨૦

: તે બેઠેલો પણ દૂર ચાલ્યો જાય છે અને સૂતેલો પણ સર્વત્ર ગમન - કરતો રહે છે.:

૮. अपाणि पादो .... कर्णः

—શ્વેતાશ્વતરોપનિષદ્—૩—૧૯.

: તે હાથ-પગ વગર પણ વેગવાન અને ગ્રહણશીલ છે. નેત્રહીન હોવા છતાં દેખે છે અને કર્ણરહિત હોવા છતાં સાંભળે છે.:

૯. अणोरणीयान् .... जन्तोः ।

—શ્વેત ૩. ૨૦.

अणोरणीयान् .... गुहायाम् । —कठोपनिषद् १-२-२०

: તે અણુથી પણ અણુ છે અને મહાનથી પણ મહાન છે અને તે આ જીવના અંતઃકરણમાં સ્થિત છે.:

બૌધ્ધ સાહિત્યમાં પણ અવળવાણી મળે છે. "ધમ્મપદ"માં એક સ્થળે કહ્યું છે : માતા પિતા બે ક્ષત્રિય રાજાઓ તથા અનુચર સહિત રાષ્ટ્રને નષ્ટ કરીને બ્રાહ્મણ નિષ્પાપ બને છે.[૮] આ સિવાય બૌધ્ધધર્મના વજ્રયાન તથા સહજયાન નામના સંપ્રદાયોમાં અનુયાયી સિધ્ધોએ પણ—

---

૮. मातरं पितरं हन्त्वा राजानो द्वेच खत्तिये ।
रट्ठं सानुचरं हन्त्वा अनिघो याति ब्राह्मणो ॥ ५
मातरं पितरं हन्त्वा राजानो द्वेच सोत्थिये ।
वेय्यग्घ पञ्चमं हन्त्वा अनिघो याति ब्राह्मणो ॥ ६

–ચર્યાપદમાં આ પ્રકારના અનેક પ્રયત્નો કર્યા છે. કણ્હપાએ કહ્યું છે:
૧. ઘરમાં પોતાની સાસુ, નણંદ અને સાળી ની હત્યા કરીને તેમજ માને મારીને હું કાણ્હપા કપાલી થઇ ગયો.[9] ૯.
૨. બળદ વિયાય છે, ગાય વંધ્યા રહે છે, અને પોઠિયો ત્રણે સમય દોહવામાં આવે છે, જે ચોર છે તે સાધુ પણ છે અને દરરોજ શિયાળ સિંહની સાથે યુધ્ધ કરતો રહે છે.[10] ૧૦. જૈન મુનિઓ પણ આવી ભાષા વાપરે છે.

"પાહુડ દોહા"માં જૈન મુનિ રામસિંહ કહે છે: જે ઉજ્જડને વસાવે છે ને જે વસેલાને ઉજાડે છે, હે યોગી, એ વ્યક્તિની બલિહારી છે, એને ન તો પાપ છે કે ન પુણ્ય.: [उव्वस वसिया जो करइ, वसिया करइ जु सुण्णु। बलि किज्जउ तसु जोइयहु, जासु ण पाउ ण पुण्णु।]

નાથ સાહિત્યમાં યોગસાધના સબંધી ગ્રંથોમાં પણ અવળવાણી મળી રહે છે: ૧. "જે યોગી દરરોજ ગોમાંસ ખાય છે એ અમરવારુણી પીએ છે, તેને જ અમે કુલીન માનીએ છીએ, એમ નહીં કરનાર કુલ ઘાતક છે."[11] ૧૧. ૨. "ગંગા અને જમના વચ્ચે બાલ વિધવા તપસ્વિની રહે છે, એને બળાત્કારથી ગ્રહણ કરવી જોઇએ, કેમકે તે જ વિષ્ણુનું પરમપદ છે."[12] ૧૨.

---

૯. મારિ શાસુ નણન્દ ઘરે શાલી, માય મારિઆ કાન્હ ભઇલ – કપાલિ. ચર્યાપદ–૧૧.

૧૦. બળદ બિઆઅલ ગવિઆ વાઁઝે, પિટા દુહિએ એ તિના સાઁઝે. જોસો ચોર સોઇ સાધુ. "નિતિ નિતિ ષિઆલ ષિહે ષમ જૂઝઅ." [કબીર ગ્રંથાવલીમાં પદ ૮૦ આવું જ છે] ઢેણ્ઢણપા. –ચર્યાપદ–૩૩.

૧૧. गोमांसं भक्षयेन्नित्यं, पिबेदमर-वारुणीम्। कुलीनं तमहं मन्ये, इतरे कुलघातकाः॥ हठयोगप्रदीपिका 3/47

૧૨. गंगायमुनयोर्मध्ये बालरंडा तपस्विनी। बलात्कारेण गृह्णीयात्तद्विष्णोः परमं पदम्॥
–હઠયોગ પ્રદીપિકા ૩।૧૦૯.

૨. તેમાં સાધનાત્મક રહસ્યોનો પરિચય હોય છે.

૩. તેમાં જ્ઞાનવિરહ, સહજાનુભૂતિ કે આધ્યાત્મિક જીવનનું વર્ણન હોય છે.

૪. તેમાં આત્મજ્ઞાન, માયા, કાળ, સૃષ્ટિ અને મન જેવા વિષયોનું સ્વરૂપ પરિચયાત્મક નિરૂપણ હોય છે.

૫. અવળવાણીનો સર્જક કોઇ પ્રકારનો ઉપદેશ પણ ક્યારેક આપતો હોય છે. અવળવાણીમાં જે પ્રતીકો વપરાય છે તે નીચે પ્રમાણે છે:

૧. કેટલાક પ્રતીકો ગૃહ, વન, ઉદ્યાન જેવાં પ્રકૃતિનાં અંગો હોય છે.

૨. કેટલાકમાં વિવિધ પ્રાણીઓ અને પ્રકૃતિનું કાર્ય પ્રતીકરૂપે આપેલું હોય છે.

૩. કેટલાકમાં વ્યક્તિગત, પારિવારિક, સામાજિક કે ગ્રામીણ જીવનનું ચિત્ર, અવળવાણીનું પ્રતીક, દૃષ્ટાંતરૂપે આપ્યું હોય છે.

૪. ઉપર્યુક્ત ત્રણેનું મિશ્રણ પણ ક્યારેક થયું હોય છે.

આટલાં તત્ત્વો અવળવાણીમાં મહદ્‌અંશે તારવી શકાય છે.—ગોરખનાથ અને કબીરમાં તેમજ ગુજરાતી અવળવાણીનાં ભજનોમાં એ તત્ત્વો સભર હોય છે. એનો સદૃષ્ટાંત ચર્ચા આગળ યથાવસર કરવામાં આવી છે. સામાન્ય રીતે ભજનોમાં અલંકારો વિરલ હોય છે, પણ અવળવાણીના કેટલાક અલંકારો ધ્યાન ખેંચી રહે છે: રૂપક, વિરોધાભાસ, અતિશયોક્તિ, શ્લેષ, વિષમ, અધિક જેવા અલંકારો અવળવાણીમાં મળે છે. ક્યારેક વિચિત્ર અને વિભાવના જેવા અલંકારોના પ્રયોગો પણ એમાં હોય છે.

અવળવાણી એ હિંદીનું 'ઉલટબાંસિયાં', સિદ્ધોનું સંજ્ઞા કે સંધ્યાભાષાનું બીજું નામ છે. રહસ્યાત્મક સંદર્ભયુક્ત વાણીના નામકરણ સંબંધી હિંદી સાહિત્યમાં ઠીક ઠીક ચર્ચા થઇ છે. હરપ્રસાદ શાસ્ત્રી બૌદ્ધસિદ્ધોનાં ચર્યાપદો પરથી તેમની રહસ્યાત્મક વાનીની શૈલીને "સંધ્યા-ભાષા" તરીકે ઓળખાવે છે. એની વ્યાખ્યા કરતાં તે જણાવે છે કે સંધ્યાભાષામાં દિવસના અંતનો અને રાત્રિના અંધકારનો પ્રકાશ —

–સંધ્યાસમયે હોય છે એવો અર્ધ સ્પષ્ટ ને અર્ધ અસ્પષ્ટ અર્થ હોય છે: અર્થાત્ સંધ્યાભાષા "આંલો આંધારી ભાષા" તરીકે ઓળખાવે છે.

વિધુશેખર ભટ્ટાચાર્ય સંધ્યાભાષા કરતાં સંધાભાષા – શબ્દપ્રયોગ સ્વીકારે છે: "એવી ભાષાના પ્રયોગમાં તેના શબ્દો દ્વારા વ્યકત અભિધાર્થથી નિતાંત ભિન્ન આશયનો બોધ કરવો યોગ્ય છે."[15] ૧૬. આ કારણે સંધ્યાભાષા કરતાં સંધાભાષા શબ્દથી આભિપ્રાયિક કે નેયાર્થ વચન એવો અર્થ તેમને ઇષ્ટ છે. ગમે તેમ પણ અવળવાણીમાં અર્થની સંદિગ્ધતા વિશેષ હોય છે. આચાર્ય પરશુરામ ચતુર્વેદીનું માનવું છે કે અવળવાણીમાં પંજાબી, રાજસ્થાની અને હિંદી ભાષાના પ્રયોગો મળે છે એટલે એ – ત્રણેયની અસર તેના પર પ્રત્યક્ષ કે પરોક્ષ રહેલી છે.

અવળવાણીમાં વપરાતા બધા પારિભાષિક શબ્દો કે – પ્રતીકોનો અર્થ સર્વ સંદર્ભમાં એક સરખો નથી.

કબીરની અવળવાણી – કટાક્ષવાણીમાં ભકતના, ભકિતના સમાજના વર્ગભેદના બધાં છળકપટ ને દંભને ઉઘાડા પાડવામાં આવ્યાં છે. અવળવાણીની વ્યાપક અસર ગુજરાતમાં મીરાં પછીના લગભગ બધા જ સંતોની ભજનવાનીમાં વરતાય છે. માંડણ બાંધારો ને અખો તો – અવળવાણીના આરાધકો છે જ. અખાના છપ્પા એ તો મધ્યકાલીન ગુજરાતી કવિતામાં અવળવાણીનો એક સમર્થ પ્રયત્ન છે. અવળવાણીના સંતોએ સમાજને સુધાર્યો છે. સમાજની દુષ્ટ રીતિઓ ને જડ અર્થહીન ધર્માંધતાને સોરી નાખતી રૂઢિપ્રયોગોના સામાર્થ્યે અતિ બલિષ્ઠ વાની એ અવળવાણીની એક લાક્ષણિકતા છે.

"અવળવાણી" એટલે ઊલટી વાણી, અવળી બોલી, પણ એ માત્ર આલંકારિકોની વક્રોકિત જ બની રહેતી નથી: એમાં સત્યનું –

---

૧૬. It is intended to imply or suggest something different from what is expressed by the words ----- Indian Historicaly Quarterly 1928 P.P. 293-04.

-અન્વેષણ છે. સત્ય સીધી રીતે લોકોના મનમાં ગ્રહણ ન થાય, જ્ઞાનનો લોકો તરત સ્વીકાર ન કરે, તેથી એ હેતુ માટે સંતો કટાક્ષમય અવળી વાણી પ્રયોજે છે. આ રીતે અવળવાણી ભજન-સ્વરૂપનું એક અંગ છે. એમાં સત્યદર્શી આત્માની વેદના છે, રોષ છે, તો ઠરેલ જ્ઞાનીનું મર્મીલું હાસ્ય પણ છે. અવળવાણી સાંભળનારને ક્યારેક ચાબખાના માર જેવી નિષ્ઠુર લાગે તો એમાં નવાઇ નથી. સંતો અને ભજનિકોની આત્મતાવણીનું જ પ્રત્યક્ષ નવનીત એ અવળવાણી છે. ભકત સમાજના અન્યાયો, અજ્ઞાન ને હળાહળ જૂઠાણાં, રાગદ્વેષ, મદમત્સર જોઇને દુઃખી થાય છે. એની ઉપર અવળવાણીથી એ સપાટા લગાવે છે. આ પરંપરાની ધારાઓ વહેતી ભજનવાણીનું સ્વરૂપ "ચેત મછંદરા ગોરખ આયા" જેવી કહેવતો સુધી લંબાય છે. એના મૂળ પ્રાચીન સમયમાં ગીતા ઉપનિષદ જેટલાં કે ઋગ્વેદ જેટલાં ઊંડાં મળે છે. ગીતાનો "ઊર્ધ્વમૂલ---" શ્લોક અવળવાણીનું જ એક રૂપ છે. એ પછી નાથ-સિધ્ધોની સંતપરંપરામાં તો અવળવાણી એમની સહજ ઊર્મિની વ્યંગોક્તિનો પ્રધાન સૂર છે. એમાં આત્મા, પરમાત્મા, મન, બુધ્ધિ, દેહ, સંસારની સર્વ જીવસૃષ્ટિ, માતા પિતા-બહેન-બંધુ-પતિ-પત્ની-સંતાન ઇ. સબંધો આ સર્વ ઉલ્લિખિત થાય છે. આવી ઉક્તિઓ વારંવાર મળે છે:

"નહિ પિતા પર જનમ ધરૂંગા, નહીં જનુનીના જાયા
નહિ ધરણી ત્યાં પાંઉ ધરૂંગા, નહિ નીર ત્યાં નાયા"
——— કબીર

નહીં સાંભળેલુ, નહીં કલ્પેલું છતાંય પરમવેધક સત્ય લાગે એવું કથન - અવળવાણીમાં મળે છે.

"ઢીમર જાલ કાલે કહાં કરહી, મીન હી હોઇ ગયો પાની."

o o o

"જલકી લહરી જલસે ઉપની, કોન તરે, કોન તારે?"

o o o

"પાનીમેં મીન પીયાસી, મોહે દેખત આવે હાંસી રે"

o o o

"સંતો ભાઇ રે.....ગગન મંડલમાં ગઉ વીયાણી,
ધરણી દૂધ જમાયા."

o o o

"અગની કહે મુને શીત લગત હે ઔર પાની કહે મેં પ્યાસા"

o o o

"નાગો કે મારા ચીર હરાણાં, અંધલો કહે મેં દેખ્યા રે"

o o o

"સુણો ગુરુજી પરણ્યા પહેલાં પુત્ર જનમ્યા,
માત પિતા મનભાવા હે જી."

o o o

અવળવાણીમાં આદિમાં અંતે એવી પંકિતઓ હોય છે કે જેમાં જ્ઞાનોપદેશ, કે સંસારનું સત્ય, કે પરબ્રહ્મની ભાળ, કે ગુરુસ્વરૂપ ને નિજાનંદની ઝાંખી કરાવતું આત્મદર્શન સુબોધ રીતે પ્રકટ કરવામાં આવ્યું હોય છે. કબીર અખો, ધીરો, ભોજો જેવા કવિઓ પોતાનાં ભજનોમાં આ પ્રમાણે અવળવાણી યોજતા આવ્યા છે. આપણે કબીર – સાહેબની એક રચનાનો આદિ–મધ્ય અને અંત જોઇએ:

આદિ:

"એક દિન જાના રે જાના, આખર મિટ્ટીમેં મીલ જાના"

મધ્ય:

"મિટ્ટી પૂછે કુંભારસે ભાઇ, તું ક્યું ગૂંદે મુજકૂં,
એક દિન ઐસા વખ્ત આયગા મૈં ગૂંદ લૂંગી તુજકૂં"

અંત:

"મિટ્ટી ઓઢના મિટ્ટી બિછાના, મિટ્ટીકા કર શિરોના,
કહત "કબીર" સુનોભાઇ સાધુ, એસી પદ નિરવાના."

અહીં આદિ પંક્તિમાં માટીમાં મળી જવાની વાત છે; તો અંતે મધ્ય પંક્તિના ઉદાહરણને સ્પષ્ટ કરતી પંક્તિ છે. એ – નિરવાણપદની એકનિષ્ઠા પ્રકટ કરે છે. એમાં પ્રત્યક્ષ ને પરોક્ષ ઉપદેશ પણ છે. કટાક્ષના બાણથી વીંધી નાખે એવી માર્મિક વાણી પણ તેમાં છે.

ભોજા ભગતના ચાબખા નામે જાણીતાં થયેલાં ભજનો પણ એક પ્રકારની કંઇક અંશે હળવી વક્રવાણી જ છે. એમાં પ્રત્યક્ષ કે પરોક્ષ ઉપદેશ પણ છે. કટાક્ષના બાણથી વીંધી નાખે એવી માર્મિક વાણી પણ તેમાં છે. એમાં સમાજ પર કટાક્ષ છે. પણ એનું સ્વરૂપ આપણને બોધ પ્રકટ કરનાર ~~આપણને~~ લાગે. એટલે "ચાબખા" અને "અવળવાણી" એ બન્ને સ્વરૂપોને ગુજરાતી ભજનસાહિત્યમાં અંતર્ગત કરવાં પડે છે. કંઇક અંશે છપ્પાઓ પણ ચાબખા ને અવળવાણીનો જ લહેકો પ્રકટતા ~~વ્યક્તિઓને~~ હોય છે. પણ છપ્પામાં સમગ્ર સમાજને અને અમુક વર્ગની વ્યક્તિઓને કટાક્ષ દ્વારા સાચું જ્ઞાન આપવાનો હેતુ રહ્યો છે. આત્મસ્વરૂપ, પરબ્રહ્મ, નિજાનંદ, પ્રેમ, સત્ય, નિરહંકાર, સરળતા જેવા વિષયોના – અનુલક્ષમાં આ છપ્પાઓ રચતા.

ભજન-સ્વરૂપની ચર્ચા આપણે આગળ વધારતાં અવશ્ય કહી શકાય કે "આગમ" અને "પ્યાલો" એ પણ ભજનસ્વરૂપમાં જ અંતર્ગત થઇ શકે એવાં લાક્ષણિક સ્વરૂપો છે.

આગમ

આગમ એ એવું ભજનસ્વરૂપ છે જેમાં ભવિષ્યની આગાહીઓ પ્રકટ કરવાનો સંનિષ્ઠ પ્રયત્ન થયો છે. એમાં અંતરચેતનાની – અનુભૂતિઓ ભજનિક પ્રકટ કરે છે. અગમ્યનું અને અદ્રશ્યનું દર્શન આ સ્વરૂપમાં શબ્દદેહ પામે છે. આ પ્રકારના ભજનોમાં યોગની પરિભાષા–

—પણ ઘણીવાર વિશેષ વપરાતી હોય છે. દ્રષ્ટાને સહજ આર્ષદર્શન ભવિષ્યકથન રૂપે
સમાધાને જ્યારે ભજન-કવિ ~~ઘણીવાર~~ પ્રકટ કરે છે ત્યારે એ આગમવાણીમાં
સનાતન સત્યના પ્રાણનો સંચાર થતો લાગે છે. ભકતો અને સંતોએ પુરાણોની
અને શાસ્ત્રોની અટપટી વ્યાખ્યાઓમાં જકડાઇ રહેલી ઉત્પત્તિ-કથાઓને
ભજનોમાં ઉતારીને લોકગમ્ય કરી. એ સંતોએ ક્યાંક પોતાની કલ્પનાથી
પણ એના દોર લંબાવ્યા છે. આવાં ભજનોને સંત-વાણીમાં "આગમ"ની
ભજનો કહેવામાં આવે છે. આગમનાં ભજનોના મુખ્યત્વે બે પ્રકાર છે:
એક તો પૃથ્વીની ઉત્પત્તિકથા કે પ્રાચીનયુગને અનુલક્ષીને રચાયેલાં ભજનો,
અને બીજો ભવિષ્યદર્શન કરાવતાં ભજનો. આ બીજા પ્રકારને જ સાચાં
"આગમ" કહેવાય. એનાં જ ભજનો સંતસાહિત્યમાં વિશેષ મળે છે.

ઉ. ત.

"આજુની રવેણી કહું વિસતારી રે,
    સુનો ગુરુ રામાનંદ ! કથા હમારી રે
પહેલે પહેલે શબ્દે અહં : ૐ : કારા,
    ત્યાંથી ઊપન્યા કંઇ નૂરિજન ન્યારા રે. ૧.
બીજે બીજે શબ્દે ઊપન્યા ધ્યાના રે,
    ત્યાંથી ઊપન્યા જમીં આસમાના રે ૨.
ત્રીજે ત્રીજે શબ્દે, ત્રણ ત્રણ દેવા રે,
    બ્રહ્મ વિષ્ણુ મહેશ્વર જેવા રે. ૩.
ચોથે ચોથે શબ્દે સૂરતા ધારી રે,
    ત્યાંથી ઊપની કંઇ કન્યા કુંવારી રે. ૪.
પૂછત પૂછત કન્યા કુંવારી રે,
    કોણ પુરુષ હે કોણ ઘરનારી રે ૫.
આદ અનાદિ હમ તમ દોનું રે,
    હમ પુરુષ તમ ઘરનારી રે, ૬.



કહત કબીરા તમે સુનો ધર્મદાસા, મૂળવચનના કરો પ્રકાશા" ૭.

કબીરનું આ ઉત્પત્તિ વિષયક "આગમ" છે એવું જ બીજું આ –

"સાચા ઠાકોર સેવીએ, જપીએ દેવ મોરાર,
બીજ એતર વાવિયો, ધરણી પાયો પાર. એ

ખીમડા કોટવાળનું આગમ છે. એને પાટ બેસે ત્યારે એ ગવાય છે.

"પહેલો પહેલો જગત રચિયો પેલાદરાય"વાળું આગમ માલજાળ ગામના મેઘ–ધારુ નામના ભજનિક–કવિનું છે. તે માલદે–રૂપાંદેના ગુરુ હતા એવી માન્યતા છે.

ગોરખનાથના ગુરુ મત્સ્યેંદ્રનાથ: મછંદરનાથ:નું આગમ આ પ્રમાણે છે:

"અસલ જુગની રે આગળે સંત રે ઝવેરી નર જાગતા – ટેક
અલખ ધણીના જ્યારે આરાધ કરતા આરાધે હરિ આવતા.
નરને નારી તે દિ"ભેળાં બેસી જપતાં, એક આસન પર પોઢતા.
કરમ ને ધરમ તે દિ"કહુએ પણ નો"તાં, દૃષ્ટિ કેરાં ફળ લાગતાં.
પાંચ રે વરસે બાઇને પુતર જનમતો, પારણિયે પોઢાડતાં,
સાઠ વરસે એનાં સગપણ કરતા, હજારે પરણાવતા. અસલ જુગની રે.
ચાંદો ને સૂરજ કહુએ પણ નો"તા, હીરાના પ્રકાશ હોતા.
હીરા ને માણેક તે દી"બહોત હતાં, શ્રીફળને અનુમાને રે
અસલ જુગની રે.
ગાયું ને સેંસું તે દી"બહોત હતાં, હાથીને અનુમાને રે.
અને ધાન કહુએ પણ નો"તા, દૂધ રે પીને નર જીવતા. અસલ જુગની રે.
ત્રણ ત્રણ જુગ એવા એવા ગિયા, ચોથો હવે પરમાણે રે.
કહે છે મછંદર તમે સુણો જતિ ગોરખ એવાં આગમનાં એંધાણ રે.
અસલ જુગની રે.

"આગમ"માં અશક્ય વસ્તુસંભવની કલ્પના પણ મળે છે. કળિયુગ કેવો હશે એનું વર્ણન કરતાં કવિ કહે છે:

"ઊંચા કુળની સુંદરી, નીચા કુળમાં વરશે,
પોતાના ધણીને છોડી કરી, અવર સાથે ફરશે."

o o o

"કાળી કોયલ તે દી"ધોળી હોશે, ઉજળા હોશે કાગ,
નાગરવેલે ફળ લાગશે, નિર્વિખ હોશે નાગ."
—સરવણ કાપડી

o o o

દેવાયત પંડિતનું આ ભાવિ–દર્શન કરાવતું "આગમ" કેવું રહસ્યપૂર્ણ લાગે છે!

જતિ, સતી ને સાબરમતી, ત્યાં હોશે શૂરાના સંગ્રામ:
ઓતર ખંડેથી સાયબો આવશે, આવે મારા જુગનો જીવન

o o o

કાન્તિના એંધાણ પણ કોઇ આગમમાં મળે છે:

"વીરા મારા લીલુડે ઘોડે સાયબો આવશે, ઉપર સોનેરી–
પલાણ,
વીરા મારા ધ્રુજે ધરતી ને ખળકે સાયરા, ડુંગરે ને –
દેવળે મેલાણ."
—સરવણ કાપડી

જૂનાગઢના ભાવિ માટે વેલા બાવાનું "આગમ": જુઓ:

"જૂનાગઢના બજારમાં હાલે રમત ભરપૂર,
રાણોજી રમત માંડશે ઊગમતે ભાણ સૂરા."

o o o

"સંવત ઓગણીસસે સત્તાણુંમાં રાજ હિંદવાણું હોશે,
સત્ય સેવક "વેલા"બાવો બોલિયા ધણી માથે –
ચમરછતર ઢળશે."
—ગીરનારના સંત વેલો બાવો.

"નરના નિવેડા વા"લો માંગશે"એ સહદેવ જોષીનું –
"આગમ"કળીયુગના માનવીનો હિસાબ–

—પ્રભુ માગશે એવી ચેતવણી આપે છે. ગોરખનાથ, મછંદરનાથ, ભરથરી, ગોપીચંદ
કબીર, દેવાયત પંડિત, સરમણ કાપડી, લોયણ દે, ઇસરો બારોટ, નાથો ભગત,
વગેરે ભક્ત-કવિઓના આગમ ભજનસાહિત્યમાં જાણીતા છે. છતાંયે ભજનિકો
દેવાયત પંડિતના આગમને આ બધા કરતાં કોઇ જુદી જ તરેહના ગણે છે.
એ પછીનું સરવણ કાપડીનું અને સહદેવ જોશીનું આવે છે. ૧૭.

૧. "હાલો રે ઢોલ ધરમના વાગશે, નરમંડ ડોલે તારાબાઇ – ટેક
   સૂરા સનમુખ ચાલશે, પછમ ખેતરની ખેતરની માંઇ"

○ ○ ○ ○

૨. "દેવાયત પંડિત દાડા દાખવે સુણો તમે દેવળદે નાર
   આપણા ગુરુએ સત ભાખીયા... જુઠડા નહિ તો લગાર.
   લખ્યાને ભાખ્યા, સોઇ દિન આવશે.....
   પરથમ પવન ફરુકશે....નદીએ નહીં હોય નીર.

○ ○ ○ ○

   ધરતી માથે હેમર હાલશે...જાશે નગરની મોજાર.
   માયા રે લૂંટાશે લોકો તણી...તેની રાવ નહિ ફરિયાદ.
   પોરો રે આવ્યો સંતો પાપનો...ધરતી માગે છે ભોગ"–દેવાયત પંડિત

આ બંન્ને આગમમાં ભવિષ્યની આગાહી કરતું દર્શન છે. પહેલામાં ધર્મ માટે બલિદાન આપનાર શૂરવીરો પાકશે એવી ભવિષ્યવાણી છે તો બીજામાં ગુરૂએ જ સત કહ્યું છે કે એવો પ્રલય આવશે કે ધરતી પર કાળમુખા માનવીઓ લોકોની સંપત્તિ લૂંટી લેશે, ને તેની ક્યાંય દાદફરિયાદ કરાશે નહિ. આ આગમમાં ભવિષ્યના બનાવોનું અને કાળની ભયંકર લીલાનું ભક્ત-કવિ-સંતે આલેખન કર્યું છે. આ બધું એણે પોતાના અંતરચક્ષુથી જાણે પ્રત્યક્ષવત્ જોયું છે.

---

૧૭.—જુઓ જયમલ પરમાર આ. લો. સં., પૃ ૧૭૬

**— પિયાલો:**

આગમ પછી 'પિયાલો' એ ભજનસ્વરૂપ નિજાનંદની મસ્તી પ્રકટ કરનાર છે. "પિયાલો" તો લખીરામનો આવી ઉક્તિ છે. એમાં આત્માનંદી ભક્તોનો સ્વાનુભવ પ્રકટ થાય છે. રવિ સાહેબ, ત્રિકમ સાહેબ, દાસી જીવણ વગેરેએ "પિયાલો" ગાયો છે. બીજા સૌએ તો પ્યાલા ગાયા છે. પણ જેમ કાફી તો ધીરાની, પ્રભાતિયાં તો નરસિંહના, તેમ — "પ્યાલા તો લખીરામના" એવી પ્રસિધ્ધિ છે.

આ "પિયાલો" ભજન સ્વરૂપનો ઉદ્‌ભવ કઇ રીતે થયો. આ વિશે વિચારતાં એમ લાગે છે કે મુસ્લીમ ઓલિયાઓ જે જામ પીતા ને પાતા એવી પ્રભુસાક્ષાત્કારની ખુમારી જેણે પીધી છે એણે પિયાલો પીધો છે એમ કહેવાય. ઓલિયાઓ આવો પ્રભુપ્રેમનો પિયાલો પોતાના શિષ્યોને પાતા હતા. ગુરુનું જ્ઞાન, કોઇ મંત્રથી, જ્ઞાનવાણીથી શિષ્યને પાવાની પરંપરા "પિયાલો" સ્વરૂપનાં ભજનોમાં પ્રકટ થવા માંડી.[૧૮]

કબીર સાહેબે આ "પ્યાલા" ક્યાંથી અપનાવ્યા? કબીર સાહેબે સૌ ધર્મના સદ્‌તત્ત્વોનું સંમિશ્રણ કરીને પોતાનો પંથ ઊભો કરેલો. એથી એમણે ઇરાનથી ભારતમાં આવેલા સૂફીવાદમાંથી તો કદાચ આ "પ્યાલા"નું સ્વરૂપ અપનાવ્યું હોય એમ વિદ્વાનો માને છે. સૂફીવાદમાં સાકી, શરાબ, ચમનના રૂપકોથી પ્રભુને ભજવામાં આવે છે. એ ભજનમાં પ્રેમયુક્ત—ખુમારી હોય છે. એવી ખુમારી કબીર સાહેબના "અવળવાણી"ના ભજનોમાં નજરે પડે છે.

---

૧૮. સરખાવો: આપણા સંતો મુસ્લિમ સાંઇઓ અને ઓલિયાઓના સંપર્કમાં આવ્યા હશે, તેમાંથી પણ આ "પ્યાલો" આવ્યો હોય એવો સંભવ છે — કારણકે મુસ્લિમ સાંઇઓ પોતાના શિષ્યોને "પ્યાલો" પાય એવી પ્રણાલિકા છે. તાજિયા વખતે ચકચૂર બનીને હુલ લેતા પહેલાં હુલ લેનાર અમુક અમુક — પીરનો પ્યાલો પીએ છે. "પ્યાલામાં" પીરના લોબાનના ધૂપવાળી ભભૂત નાખવામાં આવે છે. કોઇ વધારે પડતી હુલ લે તો કહેવાય છે કે એણે ક્યા પીરનો "પ્યાલો" લીધો છે એ ખબર છે? એ "પ્યાલાની" પ્રથા દેવી-ભક્તિમાં પણ આવી દેખાય છે. માતાનો નવો ભવો સ્થાપતી વખતે એ માણસને સિંદરને તેલનો પ્યાલો પાવામાં આવે છે તેમ કહેવાય છે. એ પ્યાલો પીને એ ચકચૂર બને છે, મસ્ત બને છે અને ઉકળતા તાવડામાંથી પૂરીઓ કાઢે છે. — સફીવાદના ભજનો કબીર સાહેબના ભજનો હુલ લેનાર અને તાવો કાઢનાર બધાની માનસિક સ્થિતિ અત્યંત ભાવપૂર્ણ અને ખુમારીયુક્ત હોય છે. ખુમારીનું આ તત્ત્વ સળંગસૂત્ર ચાલ્યું આવે છે. આ તત્ત્વની જાળવણી આપણા સંતોના ભજનોમાં પણ જળવાઇ રહી છે. આથી એમ કહી શકાય કે "પ્યાલો એ પ્રેમની ખુમારીનો

આમ સૌ પ્રથમ કબીર સાહેબનાં ભજનોમાં જે "પ્યાલા" નું સ્વરૂપ દેખાયું છે એમાંથી પછીનાં સંતોનાં પ્યાલા રૂપનાં ભજનો - ઉદ્ભવ્યાં એવો સંભવ છે.[19] ૧૯.

પરબ્રહ્મનાં સાક્ષાત્કારની ખુમારીની ભાવસ્થિતિ "પિયાલો" માં છે. "પ્યાલો" માં સંતોની પ્રભુ પ્રેમની ખુમારી સાથે જ્ઞાનમય સ્થિતિ નું પણ નિરૂપણ હોય છે.

પિયાલો પાવો એ એક જ્ઞાન આપવાની વિધિ છે. જેમાં શિષ્યની અનેક સેવા પરીક્ષાઓ પછી ગુરૂ જ્ઞાનરૂપે કશીક ઉપદેશવાણી - શિષ્યને આપે છે. શિષ્ય જપસાધનામાં પાર પડે એટલે ગુરૂ એને - ગુરૂમંત્રના પ્રતીક તરીકે પ્યાલો પાય છે. આ પછીની ગુરૂવાણી જે જે ભજનોમાં પ્રકટ કરે છે તે "પિયાલો" તરીકે ઓળખાય છે. આવા પ્યાલાના રાગ અત્યંત ભાવપૂર્ણ હોય છે.

હૃદયવીણાના તારને જ્ઞાનની લહરી ~~રણઝણાવે~~ રણઝણાવે એવો રાગ "પ્યાલો" માં પ્રકટે છે.

<u>પ્યાલો</u>

" પ્યાલો પ્રેમનો પ્યાલો પ્રેમહુંદો પાયો,
જનમ મરણ વાકો ન આવે.
સદ્ગુરૂ ચરણે, સદ્ગુરૂ ચરણું મેં આયો
મનવલવાલો પ્યાલો ચાખિયો પ્યાલો પ્રેમનો : ટેક:

- આ "પ્યાલો"નો તાલ દીપચંદી છે. આ કડીમાંક "સદ્ગુરૂ ચરણુંમેં આયો" એટલુ ગાયા પછી ભજનીક ઝટક મારીને જે ઠેકો લે છે, તે જાણે પોતાના અંતરતમ અનુભવને વાચા આપતો હોય એમ લાગે છે.

---

૧૯. જુઓ: ગેજન પૃ. ૧૫૨

"પ્રેમરસકા ભરપૂર પિયાલા,
હરિરસકા ભરપૂર પીઓ કોઇ,
ધટાક પટાક,ધટાક,ધટાક પીઓ કોઇ" :કબીર:

લખીરામના "પ્યાલા"ની રચના જોવા જેવી છે. એમાં પ્રથમ – લયબધ્ધ ચલતી આવે છે, જેમાં પ્યાલો કઇ રીતે પાવામાં આવ્યો, ને શું દર્શન થયું એનું વર્ણન હોય છે. આમ ચલતી ને પછી સાખી એ રીતે પ્યાલાની રચના છે. ચલતીમાં સ્વાનુભવની વાત મહદ્અંશે હોય છે. ક્યાંક આત્માનુભવનો આનંદ પણ ચલતીમાં બે પંક્તિમાં નિરૂપિત કરવામાં આવ્યો હોય છે. લખીરામના બીજા પ્યાલાનું સ્વરૂપ આવું છે:

: ચ લ તી :

"પિયાલો અમને પાયો રે,ગુરુએ મારે મહેર કરી,
દેહુમાં દરશાણા રે, હરોહર આપે હરિ."

: સા ખી :

"પહેલો પિયાલો લખીરામનો,જુગલે પાયો જોઇ,
કૂંચી બતાવી:આ: કાયા તણી,મને કળા બતાવી કોઇ,
ત્રિકૂટી તાળાં ઊઘડયા,શૂન્યમાં દરશાણા સોઇ."

o o o

: ચ લ તી :

" સુનાંતુંની સરવડાં રે, ઝરમર ઝરમર નૂર તો ઝરે."

: સા ખી :

"છઠ્ઠે પિયાલે સદ્ગુરુ મળિયા, નિશ્ચલ થયા લખીરામ,
કરમણ ચરણે "લખીરામ" બોલ્યા મેં પૂરણ પામ્યું ધામ,
ઘણા દિવસથી હું ડોલતો,મારા ગુરુએ બતાવ્યું જ્ઞાન."

:ચ લ તી :

"ચરણુંમાં અમને રાખજો રે, ફોગટ ફેરા ઘણાયે ફરી."

ક્યારેક "પ્યાલામાં સીધું કથન પ્રકટ કરવામાં આવે છે. લખીરામનો ત્રીજો પ્યાલો આ પ્રકારનો છે. એમાં સીધો ઉપદેશ છે.

"સૂકે સરોવરિયે હસલો શેલે,
રૂવે છે ઘોર ગંભીર,
બગલાનો ચારો છોડીને હુંસલો,
ચૂગી લે મુક્તાફળ હીર."

આવાં પદોમાં આનંદ મસ્તી અને જ્ઞાનનો સુમેળ છે. દયારામનાં પદોમાં પણ પ્રેમના પ્યાલાની વાત આવે છે. આગમમાં ભૂત, વર્તમાન અને ભવિષ્યની પિછાણ મેળવવાની લગની છે. આવી આ જિજ્ઞાસા જ્ઞાનીઓને પણ હોય છે. અને એ એમનાં ભજનોમાં પ્રકટ થાય છે. અગમ-અગોચરનું ધ્યાન ધરીને જાણે સંતો ભૂત ભવિષ્ય સાથે સમરસ બનીને આઈ હૈયે આગમ ભાખે છે. તો "પિયાલો"માં ઉપદેશની ફૂંક ને સમતા ગુરુ તરફથી શિષ્યને મળે છે. બ્રહ્માંડલીલાનું દર્શન આગમમાં છે: તો પિયાલોમાં શ્રધ્ધા છે. કબીરના આ પ્યાલામાં આત્મખોજની શ્રધ્ધા કેવી બલવાન છે તે જુઓ:

"આપકું ખોજો, તમે દિલકું જોજો,
બાહિર રહ્યો તું ગૂંચવાઇ,
તીરથમાતર, સબ પર ભટક્યો, મરી ગયો તું,
ભટાક ભટાક ભટાક, ભટાક મરી ગયો હે જી
સાધના બિના કોઇ નવ સિધા,
માયામાં રહ્યા લપટાઇ."

"આરાધ"ની વાણી

ભજનનો રંગ આરાધની વાણીમાં છે. રાત્રીના બીજા પ્રહરથી આરાધની ભજનવાણી ઝરે છે. માઝમરાત તો જાણે એક પરમ પુરુષની

–આરાધના ~~ર~~ બની જતી હોય એવી તલ્લીનતા ભજનિકો આરાધવાણીમાં અનુભવે છે. ભક્તિની આર્દ્રતા તો જાણે આરાધની ભજનવાણીમાં પદે પદે ટપકતી લાગે છે.

રાત ભાંગતી જાય ને એના પહોર પાકીને ગળતા જાય એમ તો વાણીની અજરા રાણી પાયલ – ઝાંઝરની ઘૂઘરી ધમકાવતી, અજર્યું––ા અંતરમોલમાં આવે. ભરજોબનમાં ઝલક ને રૂપ સમાતાં નથી: પણ એ આવી છે ભીતીલી થઈને: એ એના પિયુવર આરાધદેવને મનાવવા જાય છે.[20] ૨૦.–

આરાધની ભજનવાણી કેવી માતબર છે એનો ખ્યાલ અનેક આરાધીના દર્શનથી આવે છે. પિયુ પરમાત્માને મનાવવા આત્મારૂપી રાણીની પોતાની હૈયાની આરઝૂ જાણે કે "આરાધ–સ્વરૂપ"માં પ્રકટ થાય છે.

" તમે ઘડી ઘડી રે'જો મોરી પાસ, જાડેજા રે ।
કરી લે ભલાઇ, થોડાં જીવાણાં. ।। — જેસલ–તોરલ.

જેસલ–તોરલના આરાધ ખૂબ જાણીતાં છે:

"જી રે! જેસલ, તમે રે ચંપો ને અમે કેળ,
એક રે થાળામાં દોનું રોપિયાં રે જી:
જી રે! જેસલ, તમે રે હીરા ને અમે લાલ,
એક રે દોરામાં દોનું પ્રોવીઆં રે જી."

— જેસલ–તોરલ.

ભજનસ્વરૂપની ભૂમિકા બાંધતાં આપણે અહીં સુધી સાખી, ગણેશસ્તુતિ, ગુરુસ્તુતિ, અલખવિચારના માર્ગીઓ અને પાટધર્મીઓની ભજન–સૃષ્ટિ, આરાધ, પ્યાલો અને આગમનાં સ્વરૂપોની ટૂંકી સદૃષ્ટાંત આલોચના કરી. આ સર્વ એકત્ર થઇને ભજનસ્વરૂપની લાક્ષણિક છબી ઉપસાવે છે. ભજનના પ્રત્યેક સ્વરૂપમાં કાવ્યત્વની ઝલક પ્રકટતી હોય છે, કારણ કે જીવાનુભૂત તત્ત્વ ઉત્કટ અનુભૂતિ–પ્રત્યેક ભજનોમાં કેન્દ્રસ્થાને હોય છે. પરમતત્ત્વના સ્વરૂપનું જ્ઞાન કલ્પનાને ઉત્તેજિત કરે છે.–

૨૦. (જુઓ) સુધાંશુ, "રામસાગર" "ભજન અને આરાધ" પૃ.

—તો ભક્તહૃદયનો સોર્મિલ ઉલ્લાસ ભાવ છલકાવે છે: એનું તત્ત્વજ્ઞાન નિર્ગુણ ને સગુણ મતવાદીઓનું છે, પણ એ કાવ્યદેહ ધારીને આવ્યું હોય છે. ભાષામાં ક્યાંક યોગની પરિભાષા છે, તો ક્યાંક લોકહૈયાની — સ્થળસ્થળના જીવનમાં ઘૂંટાયેલી બાની છે: તો ક્યાંક વક્રોક્તિ અલંકારના અપૂર્વ નમૂના સમી અવળવાણી છે. એની ગેયતા એકતારાના સૂરો સાથે જાણે વણાઇ જાય છે. માટે જ, આપણા પ્રથમ પંક્તિના વિવેચકોએ ભજનસ્વરૂપને ઊર્મિકાવ્યનું શિખર ગણ્યું છે. ૨૧.

---

૨૧. સરખાવો:-.... આપણી વ્યાખ્યાઓ પ્રમાણે આ અગમનિગમ પદોને કાવ્યો અને લિરિકો ગણાવવાનો હક્ક તો સૌથી પ્હેલો છે. એ ઊર્મિમાં ઉલ્લાસ પણ ઊંચી સ્થિતિએ ટકાઉ બની જતાં ભવ્ય શાંતિ જેવો પ્રતીત ~~ગણ્યું~~ થાય છે.

બ. ક. ઠાકોર, પ્રયોગમાળા-મણકો ૫ "લિરિક"
પૃ: ૧૩૫, આવૃત્તિ ૧૯૨૮.